ગુજરાત વિભાગ પ્રૌઢ શિક્ષણ સમિતિ

# લોકપોથી

## પહેલી


લેખકો

જુગતરામ દવે

નરહરિ પરીખ






નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# પ્રૌઢ શિક્ષણનાં

# સેવક-સેવિકાઓને

આ પોથી લોકોને ભણાવવા જનારાં, મોટે ભાગે પોતાનાં અભણ ભાઈબહેનોની સેવા કરવાની ભાવનાથી ઊભરાતાં [illegible]



લેખકો

ગુજરાત વિભાગ પ્રૌઢ શિક્ષણ સમિતિ

# લોકપોથી


લેખકો

જુગતરામ દવે

નરહરિ પરીખ






નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# પ્રસ્તાવના

આ લોકપોથી વિષે એવી આશા રાખવામાં આવે છે કે તેમાં લખેલ એક એક વચન ભણનારમાં ભણવા માટે ઉત્સાહ પ્રેરશે, અને ભણવું એ કંઈક કરવા જેવું કામ છે એવી ભાવના તેનામાં જગાડશે. ભણવું એ એટલું બધું અઘરું નથી એવો વિશ્વાસ પણ તે લોકોમાં પેદા કરશે.

પાઠોનું વસ્તુ કાંઈ ને કાંઈ નવા સંદેશાનું વાહક થઈ ભણનારના જીવનમાં નવી પ્રેરણા અને આશાનો સંચાર કરશે એવી પણ અમારી ઉમેદ છે.

પોથીના લેખકો તરીકે શ્રી નરહરિભાઈનું અને મારું નામ મૂકવામાં આવ્યું છે, પરન્તુ ખરી રીતે તેની રચનામાં વીસ ઉપરાંત મિત્ર મંડળીનો હાથ છે. તે સર્વેએ સૂચનાઓથી જ નહિ, પણ પોતાના સુંદર પાઠોથી પોથીને પુષ્ટ કરી છે.

જુગતરામ દવે
પ્રમુખ
ગુજરાત વિભાગ પ્રૌઢ શિક્ષણ સમિતિ

# લોકપોથી પહેલી

## પાઠ ૧

[દેશને શું શું અર્પણ?]

ત ન.

મ ન.

ધ ન.

તન, મન, ધન;

ધન, મન, તન;

મન, તન, ધન.

['મારું વતન આ મારું વતન'—એ ગીત ગવડાવો.— ગ્રા. ભ. મં. પૃ. ૪]

## પાઠ ૨

[ભણતાં થાકો કે ગણો, ગણતાં થાકો કે વણો, વણતાં થાકો કે ગણો.]

ભ ણ.

ગ ણ.

વ ણ.

ભણ, ગણ, વણ;

ગણ, વણ, ભણ;

વણ, ભણ, ગણ.

---

ગ્રા. ભ. મં. = ગ્રામ ભજન મંડળી

## પાઠ ૩

[ લોકોને ભણવા આવતાં શરમ લાગે છે. સાચી શરમ તો અભણ રહેવામાં છે.]

**અરરર અભણ !**

**અરરર અભણ !**

**તરત ભણ.**

**તરત ભણ.**

**શરમ તજ.**

**શરમ તજ.**

[ 'વાંચતાં શીખો, લખતાં શીખો' એ ધૂન બોલાવો. પાઠ ૫૦]

## પાઠ ૪

**જળ, મળ,**

**હળ, બળદ.**

[આટલાં વાનાં હોય તો થાય:-]

**ફળ સરસ ફળ.**

[ ખેતરના કેટલાક પાક — ]

**મઠ, મગ,**

**જવ, તલ.**

[ ભગવાનની મહેરથી — ]

**કણ કણ,**

**મણ મણ.**

**ઘર ભર.**

**ધરમ કર.**

પાઠ ૫

વ ન. ઘ ર.

વ ડ. ગ ઢ.

થ ડ. સ ઢ.

ઘર પર ચડ.

વડ પર ચડ.

થડ પર ચડ.

ગઢ પર ચડ.

સઢ પર ચડ.

પાઠ ૬

ગરબડ ન કર.

રકઝક ન કર.

કચકચ ન કર.

બકબક ન કર.

લટપટ ન કર.

ખટપટ ન કર.

પાઠ ૭

રમણ, રમ.

હસન, હસ.

મગન, ભણ.

વસન, વણ.

જગન, ગણ.

ચમન, ચલ.

કસન, કર.

જગન, જમ.

નટવર, નમ.

રમણ, રમત કર.

જગન, ગમત કર.

મગન, રમત કર.

છગન, ગમત કર.

## પાઠ ૮

[ પશુપક્ષીઓના અને વસ્તુઓના અવાજો : ]

ચક ચક, ચક ચક. (ચકલી)

કલ બલ, કલ બલ. (કાબર)

ફડ ફડ, ફડ ફડ. (પાંખ)

ટક ટક, ટક ટક. (ઘડિયાળ)

બક બક, બક બક. (મૂરખ માણસ)

ટન ટન ટન ટન. (ઘંટ)

ખણણ ખણણ ખણણ. (સાંકળ)

ઢમ ઢમ, ઢમ ઢમ. (ઢોલ)

ડગ ડગ ડગ, ડગ ડગ ડગ. (ડાકલું)

ટપક ટપક ટપક. (નેવાં)

ધડ, ધડ, ધડ, ધડ. (વરસાદ)

ગટ ગટ, ગટ ગટ. (પાણી પીવું)

ચરરર ચરરર. (કપડું)

[ એ જ રીતે શિક્ષકે બીજા અવાજો પૂછવા અને પાઠો બનાવવા :

જાતજાતનાં ઓજારો અને સંચાઓના અવાજો — એંજિન, ગાડું, હથોડો રેંટિયો, સાળ, ઘંટી, દેવતા.

જાતજાતના જનાવરોના ચાલવાના અથવા બોલવાના અવાજો– ઉંદર, સાપ, ઘોડો, ગાય, બકરી, કાગડો, ગધેડું, વગેરે. ]

## પાઠ ૯

ફરજ.

ફરજ સમજ.

રમત ન કર.

ઝડપ કર.

સફળ કર.

વખતસર કર.

વચન.

ન ફેર.

ન ડગ.

અડગ વચન.

અફર વચન.

વચન સફળ કર.

## પાઠ ૧૦

કરજ તજ.

ગરજ તજ.

રજ રજ ગરજ,

ગજ ગજ કરજ!

કરજ ન કર.

સમજ સમજ.

જનમ મરણ,

મરણ જનમ.

ન હરખ, ન રડ;

ન રડ, ન હરખ.

ભજન કર.

જનમ સફળ કર.

મરણ સફળ કર.

# પાઠ ૧૧ મૂળાક્ષરો

અ

ક ખ ગ ઘ ઙ

ચ છ જ ઝ ઞ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ

શ ષ સ

હ ળ

[ આ અક્ષરો ઉપરથી માણસોનાં, પશુપંખીનાં, ઝાડફૂલનાં, વસ્તુઓનાં નામો પૂછવાં—જેમ કે ક ઉપરથી કાનજી, કેશવ; કૂતરો, કબુતર; કમળ, કેળ, કપડું, કાતર. ]

## પાઠ ૧૨

આ મા.

આ બા.

આ કાકા.

આ ચાચા.

આ દાદા.

આ બાબા.

આ બાપા.

આ મામા.

આ નાના.

[ વિદ્યાર્થીઓનાં નામોના પહેલા અક્ષરો પરથી પૂરાં નામો લેવડાવો : મોહન, કાસમ, દલપત, અહમદ, ધનજી, બાબુ વ. ]

આ મ૦; આ ક૦;

આ દ૦; આ અ૦;

આ ધ૦; આ બ૦

## પાઠ ૧૩

આ ઘર.

આ શાળા.

બા અભણ.

બાપા અભણ.

દાદા અભણ.

કાકા અભણ.

બા, આ શાળા.

બાપા, આ શાળા.

દાદા, આ શાળા.

આ જ ઘર!

આ જ શાળા!

[ વર્ગમાં જે કંઈ શીખે તે ઘેર બીજાંને શીખવે એવી પ્રથા પાડો. "બાપ ચેલા–બેટા ગુરુ" એ ધૂન બોલાવો. પાઠ ૪૫ ]

## પાઠ ૧૪

આ શાળા.

બાબા, ગા.

લાલા, લખ.

પાના, પઢ.

ભગા, ભણ.

ગગા, ગણ.

નાના, નમ.

રામા, રમ.

આ શાળા.

[ભણનારાંઓના પહેલા અક્ષરો પરથી આખાં નામો બોલે — નાથુ, રામજી, ગંગા, લાલી વ.]

ન૦ નમ. ર૦ રમ.

ગ૦ ગા. લ૦ લખ.

## પાઠ ૧૫

[આંગળીઓ ગણતાં શીખવો.]

| | |
|---|---|
| ૦ | ૧૦ |
| ૧ | ૯ |
| ૨ | ૮ |
| ૩ | ૭ |
| ૪ | ૬ |
| ૫ | ૫ |
| ૬ | ૪ |
| ૭ | ૩ |
| ૮ | ૨ |
| ૯ | ૧ |
| ૧૦ | ૦ |

## પાઠ ૧૬

[સાફ તન નાહવાથી, સાફ મન પવિત્ર વિચારોથી, સાફ વચન સાચું બોલવાથી, સાફ ઘર વાળવાથી, સાફ ગામ મળ દાટવાથી, સાફ નગર ગટરથી.]

સાફ તન.
સાફ મન.
સાફ વચન.
સાફ ઘર.
સાફ ગામ.
સાફ નગર.
ઘર વાળ.
ગામ વાળ.
મળ દાટ.
વચન પાળ.
સરળ ચાલ.

## પાઠ ૧૭

૨ હાથ, ૨ પગ,
૨ કાન, ૧ નાક.
મારા ૨ હાથ—
તારા ૨ હાથ—
આપણા ૪ હાથ.
મારા ૨ પગ—
તારા ૨ પગ—
આપણા ૪ પગ.

[પહેલા અક્ષરો ઉપરથી આખાં નામો વાંચે — હસન, નાગર, પદમ, તારા, રતન.]

હ૦ ના ૨ હાથ.
ના૦ ના ૨ પગ.
પ૦ ના ૨ કાન.
તા૦ ના ૨ હાથ.
ર૦ ના ૨ કાન.

## પાઠ ૧૮

જય જય !
રામ રામ !
સલામ !

દાદા, જય જય !
જય જય, બાપા !
મામા, રામ રામ !
રામ રામ, ભાણા !
બાવા, સલામ !
સલામ, બાબા !

[ વર્ગનાં ભણનારાંએનાં નામોના પહેલા અક્ષરો લખવા — જેઠાદાદા, દેવા પટેલ, આદમ-ભાઈ, મણિબહેન, વ. ]

જ૦ દા૦ જય જય !
દા૦ પ૦ રામ રામ !
આ૦ ભા૦ સલામ !
મ૦ બ૦ જય જય !

## પાઠ ૧૯

[ અનુસ્વાર ક્યાં છે અને ક્યાં નથી તે તરફ લક્ષ દોરો. ]

સારા પાઠ.
સારાં ભજન.
સારાં વચન.

નાના પગ.
નાનાં પગલાં.
નાનાં ડગલાં.

કાળા કાગડા.
કાળાં બકરાં.
કાળાં ચકલાં.

[ઘર, ઓટલો; માણસ, બાળક; ઝાડ, આંબો વ. શબ્દો લઈ આ પ્રકારનો પાઠ બનાવો.]

## પાઠ ૨૦

ગાય પાળ. ગામ વાળ.
ઝાડ વાવ. પાઠ ભણ.
દાન આપ. ભજન ગા.
સાચ પાળ. ધરમ કર.

આવાં આવાં કામ કર.
સારાં સારાં કામ કર.
ગામનાં કામ કર.
ગામમાં નામ કર.

[ભણનારાઓમાંથી ગાય પાળનારનાં, ગામ વાળનારનાં, ભજન ગાનારનાં નામો પૂછો, અને તેના પહેલા અક્ષરો પાટિયા પર નોંધો — ભગવાનજી, કેશવ, રસુલમિયાં.]

૨૦ ગામ....

ભ૦ ભજન...., ક૦ ગાય....,

## પાઠ ૨૧

# હવા હવા!

અહા અહા! મઝા મઝા!

હવા ફર ફર! ધજા ફડ ફડ!

સાંઝ સમય. રજા પાળ.

જરા આવ. મઝા માણુ.

તાજાં તન, તાજાં મન, ઝાઝાં કામ.

[ ઘણા કારીગરો અને મજૂરો મોડી રાત સુધી કામ છોડતા નથી. ભણનારાંઓમાં તેવાં કોણ કોણ છે? ]

## પાઠ ૨૨ કાનો

આ

કા ખા ગા ઘા

ચા છા જા ઝા

ટા ઠા ડા ઢા ણા

તા થા દા ધા ના

પા ફા બા ભા મા

યા રા લા વા

શા ષા સા હા ળા

## પાઠ ૨૩

### કીકી

કીકી શીખી.
પડી ગઈ.
ખડી થઈ.
વળી પડી.
પાછી ખડી.
થાકી નહિ.
હારી નહિ.
રડી નહિ.
અડી રહી.
શીખી ગઈ.
જીતી ગઈ.

[ આ જ પ્રકારના 'કીકી વાંચતાં શીખી,' 'કીકી કાંતતાં શીખી' વગેરે પાઠો બનાવી શકાય.]

## પાઠ ૨૪

કીડી દીઠી ?-હાજી.
બડી બડી ?-નાજી.
ઝીણી ઝીણી ?-હાજી.
ધીરી ધીરી ?-નાજી.
ઝટ ઝટ ?-હાજી.
ઠાલી ઠાલી ?-નાજી.
ભાર ભરી ?-હાજી.
રમતી જમતી ?
-નાજી.
સાસ ભરી ?-હાજી.
આડી અવળી ?
-નાજી.
સીધી સટ ?-હાજી.

[ આવો જ પાઠ મધમાખીનો બનાવી શીખવો. આળસુ છોકરીની એદી આદતો વિષે પણ આથી ઊલટાં વર્ણનોવાળો પાઠ બનાવી શીખવો.]

## પાઠ ૨૫

વાસ આવી.
શાની વાસ?
બીડી પીધી?
છી છી!
બીડી પીવી નહિ.
કદી પીવી નહિ.
ઘણી નઠારી.
તીખી તીખી.
કડવી કડવી.
બીડી મીઠી નથી.
નાની જાણી?
નજીવી જાણી?
નહિ નહિ નહિ.
બીડી પીવી નહિ.
કદી પીવી નહિ.

[ તપખીર, પાનબીડી, તાડી એવાં એવાં વ્યસનોના પાઠો બનાવી શીખવો. ]

## પાઠ ૨૬

લીલી લીલી વાડી, છાપરી અગાડી.
પાણી પાય દાડી, નીક વાળી વાળી.
શાકભાજી વાવી, તાજી તાજી ખાવી.
ઘર ઘર આવી, લીલી લીલી વાડી.

[ લોકોની નાહવા ધોવાની નીક કેવી ગંદી હોય છે તેના પાઠ બનાવી વંચાવો. ]

## પાઠ ૨૭ ખાદી.

જાડી ખાદી. સાદી ખાદી.

જાડી ખાદી સારી.

સાદી ખાદી સારી.

ખાદીમાં આબાદી.

રામભાઈ રામભાઈ, કફની શાની?

ખાદીની ખાદીની.

રામીબાઈ રામીબાઈ, સાડી શાની?

ખાદીની ખાદીની.

આદમમિયાં આદમમિયાં, કફની શાની?

ખાદીની ખાદીની.

હવાબીબી હવાબીબી, સાડી શાની?

ખાદીની ખાદીની.

હાટની ખાદી?—નાજી.

ઘરની ખાદી?—હાજી.

[વિદ્યાર્થીઓમાંથી કોની કફની કે સાડી ખાદીની અને કોની ખાદીની નહિ તેનો પાઠ બનાવી શીખવો.]

## પાઠ ૨૮

ગંગાજી. હિંદ માતા.
ગંગા નદી. હિંદીજન.
ગંગાજળ. હિંદી ભાષા.

[ બીજી મોટી મોટી નદીઓનાં નામો કહો. પાઠ ૫૫ ] [ હિંદ દેવીનું ગીત ગવડાવો. જુઓ પાઠ ૫૭ ]

ખાદી—લાલ રંગની.
ખાદી—લીલા રંગની.
ખાદી—પીળા રંગની.

[ ગાય કેવા કેવા રંગની ? માટી કેવા કેવા રંગની ? વાદળી કેવા કેવા રંગની ?— પૂછો, લખો ને વંચાવો. ]

## પાઠ ૨૯ હ્રસ્વ ઇ, દીર્ઘ ઈ

કિ કી, ખિ ખી, ગિ ગી, ઘિ ઘી,
ચિ ચી, છિ છી, જિ જી, ઝિ ઝી,
ટિ ટી, ઠિ ઠી, ડિ ડી, ઢિ ઢી, ણિ ણી,
તિ તી, થિ થી, દિ દી, ધિ ધી, નિ ની,
પિ પી, ફિ ફી, બિ બી, ભિ ભી, મિ મી,

## પાઠ ૩૦

લાડુ ભાઈ, લાડુ!

૧ લાડુ, ૩ લાડુ,

૨ લાડુ, ૪ લાડુ!

બહુ ભાઈ, બહુ!

બસ બાપુ, બસ!

વધુ નહિ વધુ!

જુલમ! જુલમ! જુલમ!

[ આગ્રહ કરવાના રિવાજમાં સુધારો કરવાની બહુ જરૂર છે. રડવાકૂટવાના, મરણના લાડુ ખાવાના, વ. બીજા તેવા જ કુધારાઓના પાઠો બનાવો.]

## પાઠ ૩૧

[ અનુસ્વાર તરફ ધ્યાન દોરી તેનો ઉચ્ચાર શીખવવો. ]

હું માણસ છું.

શું હું ડરું?—નહિ, નહિ, નહિ.

શું હું રડું?—નહિ, નહિ, નહિ.

શું હું નમું?—નહિ, નહિ, નહિ.

મરું પણ જૂઠું કહું નહિ.

મરું પણ મારું નહિ.

## પાઠ ૩૨

હું ભણું છું.
હું વાંચું છું.
હું ગાઉં છું.
હું ગણું છું.
હું લખું છું.
અઘરું નથી.
ખરું કહું છું.
બહુ અઘરું નથી.
તું પણ ભણ.
તું શરૂ કર.
તરત શરૂ કર.
હું ગુરુ થાઉં!
સાચું કહું છું.
શરૂ કર શરૂ કર.

## પાઠ ૩૩

ખુદા,
મારું ભલું કર!
ભગવાન,
મારું ભલું કર!
ખુદા,
હિંદનું ભલું કર!
ભગવાન,
હિંદનું ભલું કર!
ખુદા,
સહુનું ભલું કર!
ભગવાન,
સહુનું ભલું કર!

[" મને કહોને પરમેશ્વર કેવા હશે" એ ગીત ગવડાવો. આ. ભ. મં. પૃ. ૭૨]

## પાઠ ૩૪

| ફૂલ | દૂધ | ચાકૂ |
|---|---|---|
| નાનું | ઊજળું | નવું |
| નાજુક | મીઠું | જૂનું |
| નમણું | મધુર | હાથાવાળું |
| મીઠું | ભાવતું | તીણું |
| મધુર | નરવું | ચળકતું |
| સુંદર | હળવું | ધારવાળું |
| સુગંધી | પાચક | બૂઠું |
| હસતું | ગુણકારી | પાણીવાળું |
| ખીલતું | બળદાતા | સીસાપેન |
| | | છોલવાનું |

[ આવી જ રીતે પાણી, ઝાડ, અને જમીન એ ત્રણનાં વિશેષણો વિદ્યાર્થીઓ પાસે માગી તેના પાઠો બનાવો અને વંચાવો. ]

## પાઠ ૩૫

# સૂચના

[ શાળા માટે સૂચનાઓ. ]

ચૂપ! ચૂપ!
બૂમ નહિ!
બૂમાબૂમ નહિ!
શાંતિ શાંતિ શાંતિ!

[સુઘરાઈની સૂચનાઓ.]

થૂંકવું નહિ.
વાટમાં થૂંકવું નહિ.
ભીંત પર થૂંકવું નહિ.

થૂંક ઉપર ધૂળ ઢાંકવી.

[ બગીચાની સૂચનાઓ. ]

ફૂલ સૂંઘવું.
સૂંઘવું પણ ચૂંટવું નહિ.
દૂરથી સૂંઘવું. અડવું નહિ.

[ ગુરુની સૂચનાઓ. ]

ભૂલ સુધારવી.
ભૂલ કબૂલ કરવી.
ભૂલ છૂપી ન રાખવી.
ભૂત ખરું નથી.
ભૂતની વાત જૂઠી.
ભૂતથી ડરવું નહિ.

[ આવી જ રીતે સભાની સૂચનાઓ તેમ જ પાણીની માટલીની સૂચનાઓ તેમ જ બાજાર સંબંધી સૂચનાઓ તૈયાર કરો. ]

## પાઠ ૩૬

મજૂર, શું તું ગરીબ? નહિ નહિ.

તારી મૂડી તારા હાથ.

તારી મૂડી તારું કામ.

તારી મૂડી તારી મજૂરી.

તારી મૂડી તારું સાચ.

તારી મૂડી સંપ.

તારી મૂડી મહાજન.

તારી મૂડી ખુદા.

મજૂર, સાચ મૂક નહિ.

મજૂર, દાનાઈ મૂક નહિ.

મજૂર, આશા મૂક નહિ.

મજૂર, તું ડર નહિ.

તારું કુશળ, તારું કુશળ!

જરૂર તારું કુશળ!

[ 'અમે ડરતા નથી હવે કોઈથી રે' એ ગીત શીખવો. આ. બ. મં. પૃ. ૧૯]

## પાઠ ૩૭ — હ્રસ્વ ઉ — દીર્ઘ ઊ

### ઉ ઊ

કુ કૂ, ખુ ખૂ, ગુ ગૂ, ઘુ ઘૂ,

ચુ ચૂ, છુ છૂ, જુ જૂ, ઝુ ઝૂ,

ટુ ટૂ, ઠુ ઠૂ, ડુ ડૂ, ઢુ ઢૂ, ણુ ણૂ,

તુ તૂ, થુ થૂ, દુ દૂ, ધુ ધૂ, નુ નૂ,

પુ પૂ, ફુ ફૂ, બુ બૂ, ભુ ભૂ, મુ મૂ,

યુ યૂ, રુ રૂ, લુ લૂ, વુ વૂ,

શુ શૂ, ષુ ષૂ, સુ સૂ,

હુ હૂ, ળુ ળૂ.

## પાઠ ૩૮

લે છે, દે છે.
આવે છે, જાય છે.
હાલે છે, ચાલે છે.
બેસે છે, ઊઠે છે.
હરે છે, ફરે છે.
ખાય છે, પીએ છે.
રમે છે, જમે છે.
હસે છે, રમે છે.
ભણે છે, ગણે છે.
નાચે છે, કૂદે છે.
ઊંઘે છે, જાગે છે.
વંદે છે, નિંદે છે.

[લખીબહેન લે છે, ધનીબહેન દે છે, એ પ્રમાણે વિદ્યાર્થીઓનાં નામો મૂકી પાઠને વિસ્તારો.]

## પાઠ ૩૯

જેવો વડ,
તેવો ટેટો.
જેવો બાપ,
તેવો બેટો.
જેવો ગુરુ,
તેવો ચેલો.
જેવું વાવો
તેવું લણો.
ખોદે તે પડે.
ફરે તે ચરે.
ચડે તે પડે.
માગે તેથી આઘે;
તાગે તેની આગે.

[એક ચરણ શિક્ષક કહે અને બીજું ચરણ વિદ્યાર્થી કહે; અથવા વિદ્યાર્થીઓ સામસામા એક એક ચરણ કહે, એ રીતે કરવા જેવું છે.]

## પાઠ ૪૦

આવોજી.

બેસોજી.

ઠંડાં પાણી પીશોજી.

હાથ પાય ધોશોજી.

ભાવે ભોજન લેશોજી.

બે ઘડી પોઢોજી.

વાતોચીતો કરશોજી.

લો, હવે આવજો.

મહોબત રાખજો.

રોજ રોજ આવજો.

[ 'ગોવિંદ પધારો મુજ ગામડે રે લોલ'— એ ગીત ગવડાવવું. આ. ભ. મં. પૃ. ૨૨ ]

## પાઠ ૪૧

### કહાણી કહું કૈયાં !
### સાંભળ મારાં છૈયાં !

*

એક જશોદા મૈયા છે.

મૈયા છાશ તાણે છે.

રવૈયો ઘમ ઘમ ગાજે છે.

કનૈયો માખણ માગે છે.

મૈયા માખણ આપે છે.

કનૈયો માખણ લે છે.

ગોવાળોના છૈયા ઊભા છે.

કનૈયો માખણ વહેંચે છે.

કનૈયો બંસી બજાવે છે.

ગોપ ગવૈયા ગાય છે.

ગાયો થૈ થૈ નાચે છે.

## પાઠ ૪૨

ભણો ભાઈઓ, ભણો!

ભણો બહેનો, ભણો!

ગામ ગામની વાતો જાણો.

દેશ દેશની વાતો જાણો.

કામ ધંધાની વાતો જાણો.

નીતિ ધરમની વાતો જાણો.

ભણો ભાઈઓ, ભણો!

ભણો બહેનો, ભણો!

ભણો તેવું ભણાવો,

લો તેવું આપો.

[વાંચતાં શીખો, લખતાં શીખો — એ ધૂન બોલાવો. પાઠ ૫૦]

પાઠ ૪૩

આ ગૌશાળા છે.

ગૌશાળામાં ગાયો છે.

કેટલી ગાયો છે?

તેર ચૌદ ગાયો છે.

ગૌરી ગાય સૌથી સારી છે.

દૂધ કૌવત આપે છે.

વૈદનાં ઔષધ શું સેવો?

ગૌરી ગાયનાં દૂધ પીઓ.

## પાઠ ૪૪ એક માત્રા—બે માત્રા

### એ ઐ

કે કૈ, ખે ખૈ, ગે ગૈ, ઘે ઘૈ,

ચે ચૈ, છે છૈ, જે જૈ, ઝે ઝૈ,

ટે ટૈ, ઠે ઠૈ, ડે ડૈ, ઢે ઢૈ, ણે ણૈ.

## કાનો માત્રા—કાનો બે માત્રા

### ઓ ઔ

તો તૌ, થો થૌ, દો દૌ, ધો ધૌ, નો નૌ,

પો પૌં, ફો ફૌ, બો બૌ, ભો ભૌં, મો મૌ,

યો યૌ, રો રૌ, લો લૌ, વો વૌ,

શો શૌ, ષો ષૌ, સો સૌ,

હો હૌ, ળો ળૌ.

## ૪૫. શાળાની ધૂન

બાપ ચેલો, બેટો ગુરુ! ઘેર ઘેર શાળા શરૂ!
મા ચેલી, બેટી ગુરુ! ઘેર ઘેર શાળા શરૂ!
બાઈ ચેલી, ભાઈ ગુરુ! ઘેર ઘેર શાળા શરૂ!
મોટાં ચેલા, નાનાં ગુરુ! ઘેર ઘેર શાળા શરૂ!

## ૪૬. ગામનાં શત્રુ

દારૂ જા!
અમારા ગામમાંથી દારૂ, જા!
અફીણ જા!
અમારા ગામમાંથી અફીણ, જા!
ગાંજા જા!
અમારા ગામમાંથી ગાંજા, જા!
તંબાકુ જા!
અમારા ગામમાંથી તંબાકુ, જા!
ભૂતભૂવા જા!
અમારા ગામમાંથી ભૂતભૂવા, જા!
આળસ જા!
અમારા ગામમાંથી આળસ જા!

[ 'તમે પીશોમા પીશોમા પીશોમા' એ ગીત બોલાવો
ગ્રા. ભ. મં. પૃ. ૧૦]

## ૪૭. ગાંધીજી કહે છે:–

રેંટિયો કાંતવો.
ખાદી પહેરવી.
હરિજનને ભાઈ માનવો.
હિંદુ મુસલમાન પારસી ઈસાઈએ એક થવું.
બધા ધર્મ સરખા ગણવા.
કોઈને વેરી ગણવો નહિ.
દેશની સેવા કરવી.
દરિદ્રનારાયણની સેવા કરવી.
સેવા ખાતર જ જીવવું.
સત્ય પાળવું.
સત્યને જ પરમેશ્વર ગણવો.
સત્ય પાળતાં કોઈથી ડરવું નહિ.
એમ રહેવું એ જ સાચું સ્વરાજ.

[‘મને વહાલું બાપુ કેરું નામ છે રે’ એ ગીત ગવડાવો. આ. ભ. મં. પૃ. ૩૦]

## ગાંધીજીનાં વચનો

૧. મને એક હાથમાં ખાદી આપો, અને બીજા હાથમાં સ્વરાજ લઈ લો.
૨. સૂતરને તાંતણે સ્વરાજ.

# ૪૮. સવારથી સાંજ

૧

સવાર પડી.
ઝટ ઝટ જાગો.
માલિકને યાદ કરો.
પથારી વાળો.
ખાટલા ઉપાડો.
પેટ સાફ કરો.
મોં સાફ કરો.
નાહી ધોઈ લો.
નાસ્તો કરો.
કામે જાઓ.

૨

બપોર થયા.
કામ છોડો.
હાથ ધુઓ.
પગ ધુઓ.
મોં ધુઓ.
જમવા બેસો.
ચાવીને ખાઓ.
આનંદથી ખાઓ.
ભૂખ જેટલું જ ખાઓ.
આરામ કરો.
પાછા કામે ચડો.

૩

દહાડો નમ્યો.
કામ છોડો.
રમવા જાઓ.
ફરવા જાઓ.
આનંદ કરો.

૪

રાત પડી.
વાળુ કરો.
ભેગાં મળો.
ગીતો ગાઓ.
વાર્તાઓ કહો.
ચોપડી વાંચો.
સૂઈ જાઓ.
ઊંઘી જાઓ.
ઘસઘસાટ ઊંઘો.

## ૪૯. અંધો અને લૂલો

એક ભાઈ અંધો. એક ભાઈ લૂલો.
બેને જવું કાશી.

અંધો અક્કલ આપે:
લૂલાભાઈ લૂલાભાઈ!
ચાલ કરીએ સંપ.
મારા પગ, તારી આંખ,
વહેલી આવે કાશી!

લૂલો ચડ્યો ખાંધે, અંધો વાટ કાપે.
અંધો ચાલે, લૂલો દોરે.
વહેલી આવી કાશી!

## ૫૦. ભણતર ધૂન

વાંચતાં શીખો! લખતાં શીખો!
આંખવાળાં સૌ માણસ થાઓ!
માણસ થાઓ!

વાંચતાં શીખો! લખતાં શીખો!
પાંખવાળાં સૌ પંખી થાઓ!
પંખી થાઓ!

# ૫૧. કહેવતસંગ્રહ

૧. આપ સમાન બળ નહિ;
મેઘ સમાન જળ નહિ.

૨. ગાજ્યા મેહ વરસે નહિ;
ભસ્યા કૂતરા કરડે નહિ.

૩. એક પંથ ઔર દો કાજ.

૪. કેડમાં છોકરું ને ગામમાં શોધ્યું.

૫. ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ.

૬. ગરજ સરી કે વૈદ વેરી.

૭. ફરે તે ચરે; બાંધ્યો ભૂખે મરે.

૮. હિંમતે મર્દા તો મદદે ખુદા.

૯. કરણી તેવી પાર ઉતરણી.

૧૦. ગોળ નાખો એટલું ગળ્યું થાય.

૧૧. મિયાં ચોરે મૂઠે, અલ્લા ચોરે ઊંટે.

૧૨. જાનમાં કોઈ જાણે નહિ ને
હું વરનો બાપ!

૧૩. જેણે મૂકી લાજ,
તેને નાનું સરખું રાજ.

૧૪. ઉતાવળે આંબા ન પાકે.

૧૫. અતિ લોભ તે પાપનું મૂળ.

૧૬. ઘાંચીનો બેલ સો ગાઉ ચાલે તોય ઘેરનો ઘેર.

# ૫૨. પત્ર

શ્રાવણ સુદ ૫, ગુરુવાર

ખાદી આશ્રમના મંત્રીજી,

અમારે તકલી શીખવી છે.

૧૦ બહેનો છે. ૭ ભાઈઓ છે. તો શિક્ષક મોકલી આભારી કરશોજી.

હાલ એ જ.

લિ. સેવકો
રાસ ગામના લોકોના
વંદેમાતરમ્

શ્રી મંત્રીજી,
ખાદી આશ્રમ,
સાબરમતી

## ૫૩. શું ખાવું ?—શું ન ખાવું ?

ભજિયાં ન ખાવાં.
ગાંઠિયા ન ખાવા.
મીઠાઈ ન ખાવી.
તળેલું તાવેલું ન ખાવું.

તે ખાવાથી દાંત બગડશે, પેટ બગડશે, માંદા પડશો.

તાજાં શાકભાજી ખૂબ ખાઓ.
તાજાં ફળ ખૂબ ખાઓ.
તાજાં દૂધ છાશ ખૂબ પીઓ.
શાક ખાઈને તમે નરવા થશો.
ફળ ખાઈને તમે તાજા થશો.
દૂધ પીને તમે બળિયા થશો.

## ૫૪. બાળક

તમે બાળકની મા છો ?
તમે બાળકના બાપ છો ?
પ્રભુનો ઉપકાર છે.
બાળક દેવનાં દીધેલ છે.
તેને કદી મારશો નહિ.
તેને ગાળ દેશો નહિ.

તેના પર ખિજાશો નહિ.
તેને છણુકા કરશો નહિ.
તેને ધમકાવશો નહિ.
તેને ડરાવશો નહિ.
તેનું અપમાન કરશો નહિ.
તેને ટોક ટોક કરશો નહિ.
તેને આનંદમાં રાખો.
તેને સ્વચ્છ રાખો.

## ૫૫. હિંદુસ્તાન

પર્વતો

હિમાલય, આબુ, ગિરનાર, બરડો, પાવાગઢ, અમરકંટક, સાતપૂડો, મહાબળેશ્વર, સિંહગઢ, નીલગિરિ.

નદીઓ

ગંગા, જમના, સિંધુ, તાપી, નર્મદા, મહીસાગર, સાબરમતી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી.

નગરીઓ

કાશી, મથુરા, પ્રયાગ, અયોધ્યા, પુરી, રામેશ્વર, દ્વારકા, અમૃતસર.

જાણીતાં ગામડાં

સાબરમતી, સેગાંવ, કરાડી, હરિપુરા, કાંગડી, મધુબની, બોલપુર, અનંતપુર, તિરુચેંગોડુ.

# ૫૬. ગીતસંગ્રહ—૧લો

## અજબ જેવી વાત છે!

મારે નાની આંખ,
એ જોતી કાંક કાંક ?
એ તે કેવી અજબ જેવી વાત છે!

મારે નાક નાનું,
એ સૂંઘે ફૂલ મઝાનું!
એ તે કેવી અજબ જેવી વાત છે!

નાનું મોઢું મારું,
એ બોલે સારું સારું
એ તે કેવી અજબ જેવી વાત છે!

## એકલો જાને રે!

તારી જો હાક સુણી કોઈ ના આવે તો
એકલો જાને રે!
એકલો જાને,
એકલો જાને,
એકલો જાને રે! તારી જો૦

# ૫૭. અમારો દેશ

અમારો હિંદ, અમારી જનની!
ધરણી અમારી, અમારો દેશ!

શા માટે મા, તારાં સૂકાં નયન?
શા માટે મા, તારા લૂખા કેશ?
શા માટે મા, તારી ધૂળમાં બેઠક?
શા માટે મા, તારો મલિન વેશ?

તેત્રીસ કરોડ સંતાન જેનાં;
મુખથી બોલે, "અમારો દેશ."

શેનું આ દુઃખ?
શેનું આ દૈન્ય?
શેની આ લજ્જા?
શેનો આ ક્લેશ?

તેત્રીસ કરોડ એકજ સ્વરે,
મુખથી બોલે "અમારો દેશ."

# ૫૮. કોણ નહિ કહે ?

બાએ બાળકને ધોઈ સ્વચ્છ કર્યું. બાળકે બાને કહ્યું: બા, તું ભંગી કહેવાય. તું મને ના અડતી.

કોણ નહિ કહે કે બાળક નગુણો છે ?

દાક્તરે દરદીને સ્વચ્છ કર્યો. દરદીએ દાક્તરને કહ્યું: દાક્તર, તમે ભંગી કહેવાઓ, તમે મને ના અડતા.

કોણ નહિ કહે કે દરદી નગુણો છે ?

દાઈએ સ્ત્રીને સ્વચ્છ કરી, સ્ત્રીએ દાઈને કહ્યું: દાઈ તું ભંગી કહેવાય, તું મને ના અડતી.

કોણ નહિ કહે કે સ્ત્રી નગુણી છે ?

હરિજન ભાઈઓએ શેરીઓ અને શહેર સ્વચ્છ કર્યાં. આપણે તેમને કહ્યું: 'અલ્યા, તમે ભંગી કહેવાઓ. તમે અમને ના અડતા.'

ઈશ્વર પણ નહિ કહે કે, આપણે નગુણા છીએ ?

## ૫૯. ભણતર ગીત

અરે આંખવાળા ભાઈ!
અરે આંખવાળા ભાઈ!
આંખો વિનાનાંને આંખ તારી આપ.

અરે આંખવાળી બહેન!
અરે આંખવાળી બહેન!
આંખો વિનાનાંને આંખ તારી આપ.

અરે જ્ઞાનવાળા ભાઈ!
અરે જ્ઞાનવાળા ભાઈ!
જ્ઞાન વિનાનાંને જ્ઞાન તારું આપ.

અરે જ્ઞાનવાળી બહેન!
અરે જ્ઞાનવાળી બહેન!
જ્ઞાન વિનાનાંને જ્ઞાન તારું આપ.

## ૬૦. સારા આચાર

સૂરજ સોનાં વેરે છે.
ફૂલડાં હસે છે.
પંખીડાં કલકલ કરે છે.
જગત ખુશ ખુશ છે.
તો શું આપણે ઊંઘી
  રહીશું ?
આપણે પણ જાગો.
હસતા હસતા જાગો.
ગાતા ગાતા જાગો.
પ્રભુનું નામ લેતા જાગો.
નાહી ધોઈ ચોખ્ખાં
  થાઓ.
નમાજ પઢો, ગીતો પઢો.
જૂના બાપ દાદા એમ જ
  કરતા.
એ આચાર સારા છે.
તેમાં જય છે.
તેમાં બરકત છે !

## ૬૧. રોપણી

ગડૂડૂડૂ ગરજે છે.
ઝળળળ ઝબકે છે.
ધડધડધડ વરસે છે.
એદું લોક હરખે છે.
ધુંધડી કાઢે છે.
માથા ઉપર મેલે છે.
ક્યારીએ જાય છે.
કાદવ પાડે છે.
ડાંગર રોપે છે.
ટોળે ટોળાં ઊપડે છે.
હારબંધ બેસે છે.
ઝૂડીબંધ રોપે છે.
ભોંયે ભાત પાડે છે.
હસે છે, ખેલે છે.
લહેર ઉડાવે છે.
ચડસે ચડે છે.
પરસેવે નીતરે છે.
માથે મેઘ વરસે છે.
ગડૂડૂડૂ ગરજે છે.

# ૬૨. આ બધાં અમારાં

૧

મા બાપ, દાદા દાદી, ભાઈ બહેન, કાકા કાકી, મામા મામી, માસી માસા, ફોઈ ફુવા.

આ સૌ છે અમારાં કુટુંબીઓ.

૨

ખેડૂત, મજૂર, વણકર, કુંભાર, ચમાર, લુહાર, સુથાર, કડિયો, મોચી, ઘાંચી, દરજી, શિક્ષક, સેવકો.

આ છે અમારા ગામલોકો.

૩

હિંદુ, મુસલમાન, પારસી, ઇસાઈ, શીખ.

આ છે અમારા દેશબંધુઓ.

૪

ઘોડો, બળદ, ગાય, ભેંસ, બકરી, ગધેડું, ઘેટું, ઊંટ.

આ છે અમારું પશુધન.

૫

હળ, સમાર, તરફેણ, દંતાળ, કરબ, પંજેટી, ખરપડી, દાતરડું, કોદાળી, પાવડો, કુહાડી.

આ છે અમારાં હળલાકડાં.

## ૬૩. ઘરેણાં

અરે આ ઘરેણાં! એ તે શોભા કે શરમ?

આ નાક કોચ્યું છે! આ કાન કોચ્યા છે! આ પગે અને હાથે, આંગળીએ ને અંગૂઠે, કોણીએ ને ગળે, ઘરેણાં ઘાલ્યાં છે!

વાહ ભાઈ! આ તે રૂપ વધે છે કે ઘટે છે?

આ નાક જુઓ. આ કાન જુઓ, આ કાંડાં જુઓ, આ આંગળાં જુઓ, આ કોણી જુઓ. બધાં અંગો ગંદાં છે.

નાકમાં મેલ છે. કાનમાં મેલ છે. કાંડું મેલું છે. કોણી મેલી છે.

આ તે શોભા કે શરમ?

## ૬૪. સ ચ છ શ

[આ અક્ષરોના શુદ્ધ ઉચ્ચાર પર ધ્યાન રાખો.]

શાંતિ શાંતિ શાંતિ

સવાર પડી. સૂરજ ઊગ્યો.

ચકલાં ઊડ્યાં. ઢોર છૂટ્યાં.

શું પીશો?—છાશ પીશું.

સાચું કહો.—સાચેસાચું.

છાશ ચાખો. કેવી છે?

ખાસી મીઠી છે. ઘણી સારી છે.

# ૬૫. હિંદના દાદા

દાદાભાઈ નવરોજજીનું નામ અમર છે.

દેશની સેવા કરતાં તે બુઢ્ઢા થયા.

લોકોએ તેમને હિંદના દાદાનું નામ આપ્યું.

દાદાએ જગજાહેર કર્યું:

હિંદનું હીર ચુસાય છે.

હિંદ દિવસે દિવસે ઘસાય છે.

હિંદની માથા દીઠ આવક ફક્ત સાત પૈસા છે.

તેમાંથી તે જાતે શું ખાય?

તેનાં બાળકો શું ખાય?

બાળકોને કેળવણી શું આપે?

સાજે માંદે શું કરે?

દાદાએ પોકાર કર્યો—

સ્વરાજ વિના આ ચૂસ બંધ થનાર નથી.

સ્વરાજ વિના હિંદનો આરો નથી.

## ૬૬. હકની રોટી

ભંગી ભાઈ વાળે છે. ગામ સાફ કરે છે. તે હકની રોટી ખાય છે.

વણકરભાઈ લૂગડાં વણે છે, સૌનાં શરીર ઢાંકે છે. એ પણ હકની રોટી ખાય છે.

ખેડૂત ભાઈ દાણા પકવે છે, સૌનાં પેટ ભરે છે. એ પણ હકની રોટી ખાય છે.

મજૂર પરસેવો ઉતારે છે. ભારે મહેનત કરે છે. એ પણ હકની રોટી ખાય છે.

આ સૌ ભાઈ બહેન હકની રોટી ખાય છે.
ભગવાન સૌને સુખી કરો.

## ૬૭. દ—ડ—ળ

['ડાડીમા ડરે છે,' 'ડરતાં ડરતાં મરે છે.' એવા ઉચ્ચાર થાય તો ધીરજથી સુધારવા પ્રયત્ન કરવો.]

દડબડ દડબડ થાય છે.
ઉંદર દરમાં દોડે છે.
બાળક તાળી પાડે છે.
દાદીમા દળે છે.
કાળિદાસ આવે છે.
દાદીમા મળે છે.
દળતાં દળતાં મળે છે.

# ૬૮. ગીતસંગ્રહ—૨ જો

## ત્રણ જણાની જોડી

આપણી ત્રણ જણાની જોડી,
એને કોઈ શકે નહિ તોડી!
શાહુકાર,
જમાદાર,
દારૂનો ઇજારદાર,
ત્રણે થઈને ધારીએ તો
દુનિયાં નાખીએ તોડી!
આપણી ત્રણ જણાની જોડી!

## માની ઝૂંપડી

હોય ભલે મોટી મોટી
મહોલાતો શોભાવાળી;
જે ઝૂંપડીએ જન્મ લીધો,
લાગે મુજને રઢિયાળી!
શી સોહે રાજાની વાડી
લીલી કુંજોવાળી!
મીઠી મુજને ઘર આંગણની
લીમડિયાની ડાળી!

# ૬૯. રાજા કરતાં સુખી

રાજા બંધ ઓરડામાં સૂએ છે, હું ખુલ્લા આકાશ નીચે સૂઉં છું.

રાજાના માથા પર છત્તર છે, મારા માથા પર હીરે મઢેલું આકાશ છે.

રાજા પંખાની હવા ખાય છે, હું તાજી હવા ભોગવું છું.

રાજા આરામમાં દિવસ ગાળે છે, તેથી તેને ઊંઘ આવતી નથી.

હું મહેનત મજૂરી કરું છું, તેથી મને રાત્રે ઘસઘસાટ ઊંઘ આવે છે.

રાજાને ખાધેલું પચતું નથી. મને કકડીને ભૂખ લાગે છે.

રાજાનું રાજ્ય નાનું છે. હું તો જ્યાં ફરું ત્યાં મારું રાજ્ય.

# ૭૦. ધીરો ને એકધારો

એક હતો કાચબો અને એક હતો સસલો.

બે જણ શરત દોડયા.

સસાભાઈની લાંબી ફાળ; કાચબાના તો ટૂંકા પગ.

સસલો આગળ દોડ્યો, કાચબો બિચારો પાછળ પડયો.

સસલો વિચાર કરે છે. લાવ, જરા આરામ કરી લઉં.

એમ કહી તે વાડમાં ભરાયો અને શીતળ હવામાં ઊંઘી ગયો.

કાચબાને ન બોલવું, ન થોભવું, ન આમ તેમ જોવું.

તે તો એકધારો ચાલ્યો ને નિશાને પહોંચી ગયો.

કેવી નવાઈ? કાચબો જીત્યો અને સસલો હાર્યો.

સસાભાઈનું ઊંઘમાં ગયું.

ધીરો ને એકધારો જાય,
આખર શરત જીતી જાય.

# ૭૧. ગીતસંગ્રહ—૩ જો

## ખાદી

ભૂખ્યાંને પોષનારી ખાદી રે,
પહેરો મારી ભૂખ્યાંને૦
રાત બધી જાગું ને રેંટિયે કાંતું તો
દિન ઊગ્યે શેર જાર પામું;
સુંવાળાં બહેન મારાં ખાદી પહેરે તો
પેટ ભરી રોટલો પામું રે.
પહેરો મારી૦

## બાગ

બાગ બાગ બાગ! આ તો કેવો દીસે બાગ!
માંહે ઊભો માળી પેલો ગાય રૂડા રાગ!
—બાગ૦
ખોદી ખોદી નવીન ક્યારા, પાણી પોતે પાય;
કાપી કાપી વાંકી ડાળી, છેટે નાખી જાય.
—બાગ૦
આખો દહાડો કામ કરીને, સાંઝે વહેલો જાય;
છૈયાં છોકરાં સૌની સાથે, ભજન રૂડાં ગાય.
—બાગ૦

# જરૂર આવડશે

ગુરુજી—ભાઈઓ, આવો તમને ભણાવું.

લોકો—અમને તો શરમ આવે.

ગુરુજી—ભણવામાં શરમ નથી. શરમ તો ન ભણવામાં છે.

લોકો—અમને લોકો હસે.

ગુરુજી—હસે તો હસવા દો. બે દિવસ હસી ચૂપ થશે.

લોકો—પાકે ઘડે કાંઠા નહિ ચડે!

ગુરુજી—તમે કાંઈ માટીના ઘડા છો? તમે તો માણસ છો.

લોકો—ત્યારે અમને આવડશે?

ગુરુજી—જરૂર આવડશે.

લોકો—ચાલો ત્યારે ભણીએ.

## ૭૨. લીલાલહેર

અમે ગરીબ છીએ. અમારું ગામ ગરીબ છે. અમારો દેશ ગરીબ છે.

અમારે ખાવાને પૂરું અનાજ નથી, પહેરવાને પૂરાં કપડાં નથી, રહેવાને સારાં ઝૂંપડાં નથી.

અમને પૂરું કામ જ મળતું નથી. વખત છે પણ રોજી નથી.

હવે અમને ઉપાય જડ્યો છે. તે ગાંધીજીએ બતાવ્યો છે. અને અમને ગમી ગયો છે.

પટ પેં પીંજણ થાય;
ઘરર ઘરર રેંટિયા થાય;
ફટાક ફટાક સાળ થાય;
ઢગલે ઢગલા ખાદી થાય.

પહેરવાને કપડાં મળશે, ખાવાને અનાજ મળશે, રહેવાને ઝૂંપડાં મળશે.

અમારું ગામ આબાદ થશે, અમારો દેશ આબાદ થશે. સઘળે લીલાલહેર થશે.